# 8 માલમ હલેસાં માર

- લોકગીત

લોકસાહિત્યમાં કૃતિના રચનાર વિશે આપણને ભાગ્યે જ કશી માહિતી મળતી હોય છે. ક્યારેક રચના કોઈ એક વ્યક્તિનું સર્જન પણ હોઈ શકે, તો ક્યારેક એક કરતાં વધુ વ્યક્તિઓનો પણ એમાં હિસ્સો રહ્યો હોય. માનવજીવનમાં અસલ તળપદાં સંવેદનોને લોકગીતમાં સરસ વાચા મળતી હોય છે.

આપણી ખામી બાબતે કોઈ મ્હેણું મારે તો, દુઃખી થવાને બદલે સુધરવા પ્રયત્ન કરીએ તો જીવનમાં સુખી થઈએ. નાનકડી ટકોર પણ જીવનને કેવું સરસ રૂપ આપી શકે ! અહીં દિયર-ભાભીની વાત છે. ભાભીએ દિયરને મ્હેણું માર્યું છે કે 'એ આળસુ છે, ભાઈની કમાણી પર જલસા કરે છે !' દિયરને મ્હેણું લાગે છે ને દરિયો ખેડીને કમાવા ને ભાભીને ખુશ કરવાની નેમ લે છે - આ લોકગીતમાં દિયર-ભાભી વચ્ચેના વાસ્તવિક સંબંધોનું ચિત્ર ઊપસી આવે છે.

માલમ મોટાં હલેસાં તું માર,
મારે જાવું મધદરિયાની પાર
મેણું માર્યું છે મને ભાભલડીએ,
દે'ર આળહુંનો સરદાર;
હે...ભાઈ કમાય ને તું ઘોડલાં ખેલવે,
એનો બળ્યો અવતાર રે... માલમ



જાવું છે મારે જાવા બંદરે જ્યાં
લખમીનો નહિ પાર
હે... જાવે ગિયા કોઈ પાછા ન આવે,
આવે તો બેડલો પાર રે... માલમ
જાવું છે મારે સિંહલદ્વીપમાં
પરણવા પદમણી નાર;
હે... મોતીડે પોંખે જો ભાભલડી મારી
તો તો જીવવામાં સાર રે... માલમ
કેસરભીનાં તમે જીવો ભાભલડી મારાં
જીવો જીભલડીની ધાર;
હે... મેણાં મારીને મારી મતિ સુધારી
ખોલ્યાં તે મનનાં દ્વાર રે... માલમ
માલમ મોટાં હલેસાં તું માર,
મારે જાવું મધદરિયાની પાર...

## શબ્દ-સમજૂતી

**માલમ** વહાણ હંકારનાર **મેણું** કડવાં વેણ **બળ્યો અવતાર** નકામો અવતાર **જાવા** હિંદ મહાસાગરનો એક બેટ **દે'ર** દિયર **સિંહલદ્વીપ** શ્રીલંકા **પદમણી** સુંદર અને ગુણિયલ સ્ત્રી **પોંખવું** વધાવવું **મતિ** બુદ્ધિ

## રૂઢિપ્રયોગો

**મેણું મારવું** – કડવા શબ્દો કહેવા
**બેડલો પાર થવો** – (અહીં) ઇચ્છા હેમખેમ પાર પડવી
**ઘોડલાં ખેલવાં** – (અહીં) મોજમજા કરવી

## ભાષા-સજ્જતા

- કબૂતર ઊડ્યું.
- અમદાવાદ શહેર છે.
- ચાંદો ઊગ્યો.

**હવે નીચેનાં વાક્યો વાંચો.**

- સફેદ કબૂતર ઊડ્યું.
- અમદાવાદ મોટું શહેર છે.
- રૂપેરી ચાંદો ઊગ્યો.

પ્રથમ વાક્યો જ્યારે બીજા સ્વરૂપે વાચ્યાં ત્યારે તમને શો ફરક જણાયો ? તમે જોયું હશે કે બીજી વારનાં વાક્યોમાંના **'સફેદ', 'મોટું', 'રૂપેરી'** શબ્દો **'કબૂતર', 'શહેર'** અને **'ચાંદો'** જેવી સંજ્ઞાઓના અર્થમાં વધારો કરે છે. તેથી તે વિશેષણો છે. તમે ધોરણ 6માં વિશેષણ વિશે ભણ્યાં છો. અહીં તમે એક બાબત નોંધી ? **'સફેદ', 'મોટું'** અને **'રૂપેરી'** શબ્દો ગુણ દર્શાવે છે.

**ગુણ દર્શાવતાં વિશેષણોને ગુણવાચક વિશેષણ કહે છે.**

## અભ્યાસ

**1. નીચેના પ્રશ્નોના ઉત્તર માટે આપેલા વિકલ્પોમાંથી સાચો ઉત્તર શોધીને તેનો ક્રમ અક્ષર પ્રશ્ન સામેના ☐ માં લખો.**

(1) 'માલમ મોટાં હલેસાં તું માર...' આ વાક્ય કોણ બોલે છે ? ☐

(ક) કવિ (ખ) દિયર (ગ) ભાભી (ઘ) નાવિક

(2) દિયરને દરિયાપાર શા માટે જવાની ઈચ્છા છે ? ☐

(ક) રહેવા (ખ) કમાવા (ગ) ફરવા (ઘ) પરણવા

(3) 'મેણાં મારીને મારી મતિ સુધારી' અહીં 'મતિ સુધારી' એટલે .............. ☐

(ક) બુદ્ધિ આવી (ખ) સાચું જ્ઞાન થયું

(ગ) કમાતો થયો (ઘ) પરણવા તૈયાર થયો

(4) દિયરે ભાભીને કેવાં કહ્યાં છે ? ☐

(ક) સમજદાર (ખ) જ્ઞાની (ગ) સ્નેહભીનાં (ઘ) કેસરભીનાં

## 2. નીચેના પ્રશ્નોના ઉત્તર એક-એક વાક્યમાં આપો.

(1) માલમને 'મોટાં હલેસાં માર' આવું શા માટે કહ્યું છે ?

(2) ભાભીએ દિયરને કેવું મહેણું માર્યું છે ?

(3) દિયરને જાવા બંદરે શા માટે જવું છે ?

(4) દિયરને સિંહલદ્વીપ શા માટે જવું છે ?

(5) દિયરને જીવવામાં સાર ક્યારે લાગે છે ?

(6) ભાભીએ આળસુ દિયરની મતિ કેવી રીતે સુધારી ?

## 3. નીચેના પ્રશ્નનો ઉત્તર લખો.

દિયર ભાભી વિશે શું કહે છે ? શા માટે

### સ્વાધ્યાય

## 1. સૂચવ્યા મુજબ ઉત્તર લખો.

(1) આળસથી થતું નુકસાન ચાર-પાંચ વાક્યોમાં લખો.

(2) તમે કોઈ પાસેથી કાંઈ સારું શીખ્યા હોય તો તે પ્રસંગ લખો.

(3) તમારા ગામમાં કોઈ સ્થાનિક કલાકાર પાસેથી આ ગીત જેવાં બે લોકગીતો મેળવીને એનું વર્ગ સમક્ષ ગાન કરો.

## 2. નીચે આપેલા શબ્દો માટે કાવ્યમાં વપરાયેલા શબ્દો શોધીને લખો.

| | |
|---|---|
| (1) ભાભી – | (2) લક્ષ્મી – |
| (3) દિયર – | (4) ગયા – |
| (5) આળસ – | (6) નારી – |
| (7) ઘોડા – | (8) જીભ – |

## 3. નીચની ખાલી જગ્યામાં જરૂરી શબ્દો મૂકી પંક્તિનું ગાન કરો.

કેસરભીનાં તમે જીવો ........................ મારાં

જીવો ........................ની ધાર;

હે ..... મેણાં મારીને મારી ........................ સુધારી

ખોલ્યાં તે ........................ નાં દ્વાર રે... માલમ.

**4. તમારી સ્થાનિક બોલીના દસ શબ્દો લખો.**

**5. નીચે આપેલી પંક્તિઓ પૂર્ણ કરો.**

(1) જાવું છે મારે ..........................

.......................... પદમણી નાર;

(2) હે... મોતીડે .......................... જો ભાભલડી મારી

તો તો .......................... સાર રે... માલમ

(3) કેસરભીનાં તમે .......................... ભાભલડી મારાં

જીવો .......................... ની ધાર;

(4) હે .......................... મારીને મારી મતિ સુધારી

.......................... મનનાં દ્વાર રે... માલમ

**6. આ કાવ્ય મુખપાઠ કરો.**

**પ્રવૃત્તિઓ**

- પ્રૉજેક્ટ : તમારા વિસ્તારનાં લોકગીતો એકઠાં કરી તેના હસ્તલિખિત અંક તૈયાર કરો.
- તમારા વિસ્તારમા ગવાતાં લોકગીતોમાંથી તમને ગમતું એક ગીત પ્રાર્થનાસભામાં રજૂ કરો.